३४६५

# ગુજરાત પ્રાંતની ભૂગોળનું સંક્ષેપ વર્ણન.

લખનાર

સૌ૦ અંબાજી જીવરામ.

કન્યાશાળામાં મુખ્ય સ્ત્રી શિક્ષક.

વડોદરા—વાડીપૂરા.

આવૃતિ પેહેલી.

પ્રત ૧૦૦૦.



અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ૦ પ્રિ૦ અને જ૦

એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કિમ્મત એક આનો.

# गुजरात प्रांतनी भूगोळनुं संक्षेप वर्णन.

લખનાર

સૌ૦ અંબાજી જીવરામ.

કન્યાશાળામાં મુખ્ય સ્ત્રી શિક્ષક.

વડોદરા—વાડીપુરા.

આવૃતિ પેહેલી.

પ્રત ૧૦૦૦.



અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિં૦ અને જન૦
એજન્સી કંપની લિમિટેડના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કિમ્મત એક આનો.

નામદાર સદ્દ્ગુણ સંપન્ન—

સૌ૦ શાકરબાઈ.

મુંબઈ.

આપે મોટા કુળમાં ઉછરી પીટીટ કૂળ દીપા-
વી મૂક્યું છે. તે હકીકત વિશેષ શું જણાવું
પણ સ્ત્રી જાતિના ભલા તરફ હમેશાં સારી
મદદ આપી તેમની હીમાયત કરી સુ-
ખનાં સાધનો કરી આપોછો. ઈત્યા-
દિક થયેલા ઉપકારના બદલામાં
આપનું મુબારક નામ આ
લઘુ પુસ્તક સાથે મારા
અંતઃકરણમાં પ્રેમભાવ
આવવાથી જોડી
રાખુંછું તે સ્વી-
કારશોજી.

લી. હમેશ ભલુ ચાહાનારી એક હિંદુ બાઈ.

સૌ૦ અંબાજી જીવરામ.

## ટૂંકી નોંધ.

ગુજરાતપ્રાંતની ભૂગોળની નોટ સંક્ષેપમાં વડોદરા ફિમેલ ટ્રેનિંગક્લાસમાં મેં જ્યારે અભ્યાસ કરેલો તેવા વખતમાં લખી રાખેલી હતી ને તે જ્યારે મેં સ્વતંત્રપણે શિક્ષકનું કામ કરવા આરંભ્યું ત્યારથી નીચલાં ધોરણમાં મને બહુ અનુકૂળતા પડવા લાગી ને તેથીજ આ પુસ્તકમાં સુધારો વધારો કરી છપાવવાની જરૂર પડવાથી આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યું છે. માટે તે ઉપયોગી થઈ પડે અને બાળકોને સરલતા મળે એજ મારી મેહેનતનું ફળ હું ગણુંછું.

આ પ્રસંગે મારાં વિદ્યાગુરૂ તરીકેનાં મરહુમ બાઈ મહાલક્ષ્મીબાઈ જે વડોદરા ફિમેલક્લાસમાં હેડમીસ્ટ્રેસ હતાં ને તેમના વડે હું શીખી તેથી તેમનો મોટો ઉપકાર માનુંછું.

આ પુસ્તક મેં પ્રથમજ છપાવી બહાર પાડ્યું છે. તો તેમાં હસ્તદોષની ભૂલ નજરે આવે તો વાંચનાર ગૃહસ્થો સુધારી લેશે એવી ઉમેદ રાખુંછું.

વડોદરા તા.૧-૫-૯૮

લી. સૌ. અંબાજી જીવરામ.



૩૪૬૫

# ગુજરાત પ્રાંતનો ભૂગોળનું સામાન્ય વર્ણન.

---

## ભાગ ૧ લો.

### પૃથ્વી સંબંધી સમજણ.

પૃથ્વીનો આકાર ગોળ છે. તે ગોળાની સપાટીના જે બે સરખા ભાગ પાડ્યાછે. તે દરેકને ગોળાર્ધ (અરધોગોળ) કહેછે. પૂર્વ તરફનાને પૂર્વ ગોળાર્ધ ને પશ્ચિમનાને પશ્ચિમ ગોળાર્ધ કહેવાયછે. પૂર્વ ગોળાર્ધમાં એશિયા, યૂરોપ, આફ્રિકા, ને આસ્ટ્રેલીયા ખંડછે. અને પશ્ચિમ ગોળાર્ધમાં એકલો અમેરિકા ખંડછે. એની સોધ પંદરમા સૈકડામાં કોલંબસ કરીને એક વહાણવટી હતો તેને લાગી માટે એને નવી દુનીયાં કહેછે. એશિયાખંડમાં હિંદુસ્થાન દેશછે તેમાં મુંબાઈ ઇલાકો આવેલો છે. અને તેમાં પાંચ પ્રાંત છે. તે માંહેલા એક આ ગુજરાત પ્રાંતને માટે સવીસ્તર હકીકત ટૂંકાણમાં આપી છે.

### દિશાઓ ચાર છે.

જે દિશામાં સૂર્ય ઉગેછે તેને ઉગમણી કે પૂર્વ દિશા કહેછે જે દિશામાં સૂર્ય આથમે છે. તેને આથમણી કે પશ્ચિમ દિશા કહેછે. પૂર્વ તરફ મોઢું કરી ઉભા રહીએ તો ડાબી તરફ ઉતર દિશા ને જમણી તરફ દક્ષિણ દિશા આવે.

## ખૂણા ચાર છે.

પૂર્વ અને દક્ષિણ વચેનો ખૂણો તે અગ્નિ ખૂણો ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ખૂણો તે ઈશાન ખૂણો. દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો તે નરૂત્ય ખૂણો અને પશ્ચિમ તથા ઉતરની વચેનો ખૂણો તે વાયવ્ય કહેવાય છે નકશામાં જોવાની દિશાઓ નકશો જ્યાં ભરવ્યો હોય તેનો ઉપરનો ભાગ તે ઉત્તર દિશા ને નીચેનો ભાગ તે દક્ષિણ દિશા. ડાબી તરફ પશ્ચિમ દિશા. અને જમણી તરફ પૂર્વ દિશા જાણવી.

ચાર દિશા ચાર ખૂણા તથા આકાશ અને પાતાળ સુધાં દશ દિશાઓ કહેવાય છે.

---

## જમીનના રાજ્યકિય ભાગની વ્યાખ્યાઓ.

૧ જેમાં ઘણા જીલ્લા. એજન્સિ, અને સંસ્થાન આવ્યાં હોય તેને પ્રાંત કહેછે.

૨ જેમા ઈંગ્રેજ સરકારના ખાલશા તાલુકા આવ્યા હોય તેને જીલ્લો કહેછે.

૩ જેમાં દેશીરાજ્યનાં ઘણાં સંસ્થાન આવેલાં હોય તેને એજન્સિ કહેછે. (ઇલાકો પણ કહેવાય છે)

૪ એકજ દેશીરાજ્ય મોટું હોય અને તેના ઉપર અંગ્રેજ સરકાર તરફથી જે ઓફીસર રહેછે. તેને રેસીડેન્ટ કહેછે.

૫ જેમાં ઘણાં ગામ આવેલાં હોય તેને તાલુકો-પ્રગણું કે મહાલ કહેછે.

૬ જેમાં થોડાં ઘર ને ફળીયાં હોય તેને ગામ કે *કસ્બો કહે છે.

૭ જેમાં થોડાંજ છાપરાં કે કુબા હોય તેને ગામડું કે મુવાડું કહે છે.

૮ જ્યાં મોટાં ઓર્જબ ઘરો હોય ને પોળો હોય તેમ મોટાં બજાર હોય તેને શહેર કહે છે.

---

## કુદરતી વિભાગો.

૯ જે ગામ દરિયા અગર નદી કીનારે હોય અને વહાણથી માલ આવતો જતો હોય તેને બંદર કહેછે.

૧૦ જે જમીનને ચારે બાજુએ પાણી ફરી વળેલું હોય તેને બેટ કે દ્વીપ કહેછે.

૧૧ મીઠા પાણીનો જે પ્રવાહ ડુંગર અગર સરોવરમાંથી નીકળી નીચાણની જગ્યામાં થઈ વહે છે તેને નદી કહે છે. (કોઈ સમુદ્રને મળે છે. તો કોઈ રણમાં પણ સમાય છે.)

૧૨ ચારે બાજુ જમીન અને વચ્ચે પાણી હોય તેને સરોવર અગર નહાની જગ્યાને તળાવ કહેછે.

૧૩ પર્વત અગર ડુંગર કે સરોવરમાંથી નદી નિકળે છે તેને મુળ કહેછે. અને જેને મળેછે તેને મુખ કહે છે.

૧૪ જે જમીનની ત્રણે બાજુએ પાણી હોય અને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહેછે.

૧૫ જમીનની અણી લાંબી થઈને સમુદ્રમાં ગએલી હોય તેને ભૂશીર કહે છે.

---

* મુસલમાનની વસ્તિ વધારે હોય તે ગામ પણ કસ્બો કહેવાય છે.

૧૬ સમુદ્રનો ફાંટો લાંબો જમીનમાં જે ચાલી ગયેલો હોય તેને અખાત કહેછે.

---

# ભાગ ૨ જો.

## જીલ્લા, એજન્સિ ને સંસ્થાન.

એજન્સિને તાબે રજવાડી મૂલક હોય છે. સંસ્થાનના રાજાઓ અંદરે અંદર સર સીમાડા માટે કેદી ગુન્હેગારો માટે તથા એવાંજ કામો સારૂ લઢી ફિસાદ નહી ઉઠાવે તેને સારૂ નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી એવાં રાજ્યોની દેખરેખ રાખી બધાંના હક્કો સચવાય એ ઉપર સરત રાખવા એક અમલદાર રાખેલો હોય છે. તેને પોલીટીકલ એજન્ટ કહેછે. જો એજન્સિ તાબે ઘણાં સંસ્થાનો હોયતો તે અમલદારના તાબામાં આસિ૦ ડેપ્યુટી આસિ૦ પોલીટીકલ ઓફિસર હોયછે. તે હરેક કામના નીવેડા લાવે છે. ફોજદારી અધિકાર ઉપરાંતના કેશો સંસ્થાનો તરફના આવેછે તેના માટે એક જડજ રાખેલો હોય છે. તથા બીજા ફોજદારી કેશો ચુકવે છે. ઇંગ્રેજ સરકારની ખંડણી અગર બીજા મોટા સંસ્થાનની ખંડણી લેણી હોય છે. તે વસુલ કરવામાં આવેછે. વળી છેક નહાના તાલુકા હોય છે. કે જેને ફોજદારી યા દીવાની અખ્તીયાર નથી હોતો તેની દેખરેખ ને ઇનસાફ એક સરકારી અમલદાર કરે છે. તેને થાણદાર યા સેકંડકલાસ માજીસ્ત્રેટ કહેછે.

એકજ સંસ્થાન મોટું હોયછે. તો તેની દેખરેખ ઇંગ્રેજ સરકાર તરફથી જે અધીકારી રાખેછે. તેને રસીડેન્ટ અગર એજંટ ટુ ધી ગવરનર જનરલ કહેછે. વળી જીલ્લા લગતું

એક યા બે ત્રણ સંસ્થાન નહાનાં નહાનાં હોયછે. તો તેની દેખરેખ કલેક્ટર રાખેછે.

ઇંગ્રેજ સરકારના ખાલસા મુલ્ક જે જીલ્લો હોય છે. તેનો ઉપરી તે કલેકટર કહેવાય છે. જીલ્લાના પ્રમાણમાં આસિસ્ટંટ કલેકટરો તેના હાથ હેઠળ હોય છે જીલ્લાના મુખ્ય શહેરમાં રહી તીજોરી વગેરેનું કામ કરનારને હજુર ડીપ્યુટી કલેકટર કહેછે. તથા પ્રગણામાં ફરી તાલુકા તપાસનારને દીસ્ટ્રીક્ટ ડીપ્યુટી કલેકટર કહેવાય છે. રેવન્યુ ખાતાનું કામ મુખ્ય કરવાનું હોયછે તે છતાં કેટલુંક ફોજદારી કામ કરવું પડે છે. દરેક તાલુકામાં રહી તાલુકાનાં ગામડાંમાંથી સરકારી મેહેસૂલ ઉઘરાવેછે તેને મામલતદાર કહેવાય છે. તે સિવાય દરેક ગામે અગર નહાનાં ગામો હોય તો બે ત્રણ ગામનું ખેડુત આસામીવાર ખાતુ રાખી હપતા પ્રમાણે મહેસૂલ ઉઘરાવી તાલુકાની તીજોરીમાં *પોતુ મોકલી દેછે. તે નોકરને તલાટી યા મેહેતો કહેવાયછે.

લોકોના જાનમાલને નુકશાન ન પહોંચે એટલા સારૂ લશ્કરી અને પોલીસખાતું રાખેલું છે. લશ્કરી સિપાઇઓ શત્રુથી પ્રજાનું રક્ષણ કરે છે. અને પોલીસ સિપાઇઓ તથા તે ખાતુ ચોર લૂટારૂ વગેરેથી બંદોબસ્ત રાખે છે, સુપરીટેન્ડેન્ટ, ઇન્સ્પેક્ટર, ફોજદાર-જમાદાર-હવાલદાર વગેરે તે ખાતામાં અમલદાર હોય છે.

સડકો, કુવા, ધર્મશાળાઓ વગેરે બાંધકામો કરવાને ઇ-જનેરખાતુ હોયછે. દેશાવરના કાગળો પહોચાડવાને સારૂ

* ભરણું.

પોષ્ટઓફિસો તથા નહાનાં મોટાં શહેરોમાં કેળવણી આપ-વાને સારૂ નિશાળો કાઢેલી હોય છે. તે ખાતાને એજ્યુકેશ-નલ કહેવાય છે. દવાખાનાને સારૂં ઇસ્પિતાળો કાઢી દરદી-ઓને મફત દવા આપવામાં આવે છે. બળીયા કાઢવાને સારૂ જે ખાતુ રાખેલું હોયછે. તેને શીતળાખાતું કહે છે. દાણ લેવાને સારૂં જકાતખાતું ગામ કે શેહેરો જ્યાં વધારે વસ્તી હોય ત્યાં પાણીછંટકાવ-સ્વચ્છતા જાળવવાને સારૂ મ્યુનિસિપાલખાતું હોય છે. જમીનની માપણી કરી જ-મીનના કસ મુજબ દર ઠરાવવાને જે ખાતુ હોય છે તેને સરવૈખાતુ કહે છે.

લોકોના દેવાલેણા સબંધી ફરિયાદોનો નીકાલ આપવા માટે દરેક જીલ્લામાં એક જડજ કોરટ હોયછે. તેમાં દીવાની તથા ફોજદારીમાં ફાંસીની શિક્ષા સુધીનો હુકમ ઉપલી કો-રટની મંજુરી મેળવી આપી શકેછે. દીવાનીમાં ગમે તેટલી રકમના દાવા સાંભળી શકે છે. જડજના હાથ નીચે કામ ઘણું હોયતો એક યા બે આસિસ્ટંટ જડજ હોય છે. તે સિવાય દીવાની કામના માટે તાલુકામાં પ્રીન્સીપાલ તથા મુનસફ કચેરીઓ હોયછે, જે નહાના મુકદ્દમા ચુકવે છે. ને તેના ઉપર અપીલ થતી નથી. તેવી કોરટને સ્માલકાજ કોરટ કહેવાય છે.

## ગુજરાત પ્રાંત.

પર્વત—સાતપૂડાનો (રેવાકાંઠામાં) શેત્રુંજો (પાલીટાણા પાસે) ગીરનાર (જુનાગઢ પાસે) બરડો (પોરબંદર પાસે) પાવાગઢ (રેવાકાંઠામાં) તે સિવાય રેવાકાંઠા સુરત એજ-ન્સિ કાઠિયાવાડમાં આવ્યા છે.

નદીઓ—ભાદર—એ કાઠિયાવાડમાં મદાઉ નામના ડું-ગરમાંથી નીકળીને નવીબંદર પાસે અરબીસમુદ્રને મળેછે. તે ઉપર જેતપૂર, કુતિયાણા વગેરે છે.

શેત્રુંજી—એ કાઠિયાવાડના ગીરપર્વતમાંથી નીકળીને ખં-ભાતના અખાતને મળે છે. તેના ઉપર તળાજા, ચોક, હાથસણી વગેરે છે.

બનાશ—એ પાલણપૂર એજન્સિમાં શિરોઇના પર્વત-માંથી નીકળીને કચ્છના રણમાં સમાય છે. તેના ઉપર ડીસા, રાધનપૂર, વારાઇ છે.

સરસ્વતી—આરાસુર પર્વતમાંથી કોટેશ્વરના ડુંગરમાંથી નીકળી સિદ્ધપૂર પાસે થઈ કચ્છના રણમાં સમાયછે. આ નદીને કુંવારીકા પણ કહેછે.

સાબરમતી—મેવાડના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તેના ઉપર પેથાપૂર, સાદરા, અમદા-વાદ, સરખેજ વગેરે છે. તેને હાથમતી, વાત્રક, ખા-રી મળે છે.

વાત્રક—ડુંગરપૂર પાસેથી નીકળી ખેડા જીલ્લામાં થઈ સાબરમતીને મળે છે. એના ઉપર મેમદાવાદ તથા ખેડા છે. એને મેશ્વો, માજુમ, અને શેઢી મળેછે. શેઢી તથા વાત્રકનો સંગમ ખેડા પાસે થાય છે.

શેઢી—એ નદી ખેડા જીલ્લામાં આવી તે વીરપૂર પા-સેથી નીકળી ખેડા આગળ વાત્રકને મળે છે. એના ઉપર વિરપૂર, પુડાળ, ડાકોર, ઉમરેઠ છે. શેઢીને લૂણી તથા મો-હોર એ નદીઓ મળે છે.

**મહી**—એ રેવાકાંઠામાં આવી તે માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર ભાદરવા, ડોડકા, વાસદ, ઉમેટા, કાવી, ખંભાત એના ઉપર છે. એને ગોમા તથા કુણી નદી મળેછે.

**વિશ્વામિત્રી**—તે પાવાગઢના ડુંગરમાંથી નીકળી વડોદરા સંસ્થાનમાં થઈ ઢાઢરને મળેછે, એના ઉપર વડોદરા શેહેરછે

**ઢાઢર**—એ ભરૂચ જીલ્લામાં આવીને રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે. એના ઉપર ટંકારીયા ગામ છે. ઢાઢરને વિશ્વામિત્રી તથા માકણી એ એ નદીઓ મળે છે.

**નર્મદા**—એ ભરૂચ જીલ્લામાં આવી તે નદી ગુજરાતની બધી નદીઓ કરતાં મોટી છે. તે સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એના ઉપર તીલકવાડા ચાણોદ, શીનોર, કોરલ, શુકલતીર્થ અને ભરૂચ શેહેર છે; એને ઓરનદી કરનાળી પાસે મળે છે;

**તાપી**—એ સૂરત જીલ્લાનાં આવી તે સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર બહુધાન, કામરેજ, કઠોર, સૂરત, રાંદેર વગેરે છે.

**અખાત**—કાઠિયાવાડની સરહદે કચ્છનો તથા ખંભાતનો અને અરબીસમુદ્ર છે.

**ભૂશીર**—જગતપોઈન્ટ (દ્વારકાં પાસે) દીવ (કાઠિયાવાડની છેક દક્ષિણે.)

**દ્વિપકલ્પ**—કાઠિયાવાડ.

**ઉના પાણીના કુંડ**—લસુંદ્રા (કપડવણજ પાસે) ટૂવા-

કાંકણપુર (ગોધરા પાસે) દેવકીઉનાઈ (સુરતજીલ્લામાં) તુળશીશ્યામ (કાઠિયાવાડમાં ગીર સરહદે)

**સરોવરો**—નળ (ધોળકા તાલુકામાં ધરજી મેણીગામ પાસે) બીન્દુ-અલ્પા (સિદ્ધપૂર પાસે નહાના કુંડના આકારે સરોવરથી પ્રસિદ્ધ છે)

**બેટ**-સંખોધાર (દ્વારકાં પાસે) દીવ કાઠિયાવાડની દક્ષિણે.

**હવાખાવાનાંસ્થળો**—ગોપનાથ (ભાવનગરનું) બાલાચડી (જામનગરનું) પાવાગઢ, સુરત જીલ્લામાં વલસાડ પ્રગણાની સરહદે સમુદ્ર કાંઠે.

**છાવણીયો**—રાજકોટ, વઢવાણ, અમદાવાદ, ડીસા, વડોદરા, ખેડા, સુરત.

**તીર્થની જગ્યાઓ**—દ્વારકાં, સોમનાથ પટ્ટણ, ગઢડા, ગીરનાર, મુળી, બેચરાજી, સિદ્ધપુર, વડતાળ, અંબાજી, ડાકોર, સૂકલતીર્થ, ચાણોદ, કરનાળી, સુરપાણેશ્વર, બાડભૂત, પાવાગઢ, પાલીટાણા, તારંગા, વૌઠા, ભીમનાથ, ફુલબાઈ માતા, (વાસદ પાસે) આશાપૂરી માતા, (પેટલાદ પાસે.)

**પોર્ટુગીઝનાં સંસ્થાનો**—ગુજરાતની હદમાં દીવ હબશીના સંસ્થાનમાં ફકત જાફરાબાદ.

**બંદરો**—વવાણીયા, જોડીયા, શલાયા, રૂપેણ, દ્વારકા, પોરબંદર, નવીબંદર, માંગરોલ, વેરાવળ, દીવ, જાફરાબાદ, કોડીનાર, ભેરાઈ, પીપાવાવ, સુલતાનપૂર, મહુવા, ભાવનગર, ઘોઘા, વાલેરા, ખંભાત, ટંકારીયા, ભરૂચ, સુરત, વલશાડ, બીલીમોરા.

રણુ—બાલમાં શેઠીનું.

ભાષા—ફકત ગુજરાતીજ વપરાય છે. પરંતુ ઓખાં મંડળમાં કચ્છી બોલી બોલાય છે.

---

## ભાગ ૩ જો.

### ગુજરાત પ્રાંત.

એના ઉતરે શીરોઈ અને આબુ પર્વત પશ્ચિમે કચ્છનો અખાત તથા અરબીસમુદ્ર. દક્ષિણે થાણાજીલ્લો. અને પૂર્વે મેવાડ મારવાડ તથા ખાનદેશ જીલ્લો છે. એના તેર ભાગછે. તેમાં પાંચ જીલ્લા છ એજન્સિ તથા ચાર દેશીરાજ્ય જુદા જુદા અમલદારની દેખરેખમાં છે. આખા ગુજરાતમાં સુમારે પોણોકરોડ માણસની વસ્તી છે. અને ચાળીસ હજાર ચોરસમાઇલ જમીન છે. જીલ્લા પાંચ છે. તે અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, પંચમહાલ, એજન્સિઓ છ છે તે, ૧ કાઠિયાવાડ, ૨ પાલણપુર, ૩ મહીકાંઠા, ૪ રેવાકાંઠા, ૫ પંચમહાલ તે સિવાય ૬ સુરત એજન્સિ. એ સુરતના કલેકટર સાહેબની દેખરેખ નીચે સચીણ, વાંસદા, ધર્મપુર છે. અને ખેડા જીલ્લાના કલેકટર સાહેબની દેખરેખ નીચે ખંભાત છે. અમદાવાદ જીલ્લાના કલેકટર સાહેબની દેખરેખ નીચે કોઠ, ગાંગડ, ઉતેળીયા, પાટડી વગેરે છે. વડોદરા સંસ્થાન મોટું હોવાથી તેના ઉપર એક સરકારી ઓફીસર સાહેબ રહે છે. તેને રેસીડેન્ટ કહે છે.

## જીલ્લાવાર હકીકત.

### ૧ અમદાવાદ જીલ્લો.

આ જીલ્લાની ઉતરે ગાયકવાડનું કડી પ્રગણું. મહીકાંઠા એજન્સિ, પૂર્વે ખેડા જીલ્લો ને ખંભાતનું સંસ્થાન દક્ષિણે તથા પશ્ચિમે કાઠિયાવાડ એજન્સિ છે. એમાં સાત તાલુકા તથા બે મહાલકરીઓનાં થાણાં છે. તાલુકા. પ્રાંતીજ, દસક્રોઈ, ધોળકા, સાણંદ, ધંધુકા, ને ઘોઘા છે. તેમાં મામલતદારની કચેરીઓછે. તથા ધોળકા, ધંધુકા ને વીરમગામમાં મુનસફની કચેરીઓ છે. પેટામહાલ ધોલેરા તથા મોડાસા છે. તેમાં મહાલકરીઓની કચેરીઓ છે. તે સિવાય માંડળ, રાણપુર, મોડાસા, બોરણુ, ચોંઢલા, ધનસુરા, ગાબટ, દેહમાઈ, દેત્રોજ, બોગણ, ગેરૈયા, ચોરવડોદરા, સીતાપુર, બાવળા, ચલોડા, બદરખા, સરોડા, ઊંવારસદ, વટવા, કુહા, નરોડા, જેતલપૂર, બારેજા, અસલાલી, સરખેજ, ગોધાવી, મોડાસર, કાશીદરા, વીથલપૂર, બળવાળા. રાણપુર, ખસ, વાલુકર વગેરે મોટાં ગામોછે. નદીઓ સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, હાથમતી, નળ નામનું સરોવર. સરખેજનું, મલાવ ધોળકા પાસે. મુનસર, ગંગાસર વીરમગામ પાસે. કાકરીયું અમદાવાદ પાસે. મોટાં અને સરસ બાંધણીનાં તળાવો છે. ધંધુકા ધોળકા તાલુકામાં બાલના ઘઉં, રૂ, સુતરાઉ કાપડ, રેશમી કીનખાબ મશરૂ, મજીયાણી, ક્ષિતોજોડા, વગેરે. કાશીદ્રાનો ગોળ. તથા નળકંઠામાં અને જેતલપુર, બારેજા, નવાગામ વીગેરે ઠેકાણે ડાંગેર ઊંચા પ્રકારની થાય છે.

### ૨ ખેડા જીલ્લો.

આ જીલ્લની ઉતરે ગાયકવાડ સરકારનું દહેગામ પ્રગણું તથા મહીકાંઠાનો થોડોક ભાગ પૂર્વે અને દક્ષિણે મહીનદી અને પશ્ચિમે અમદાવાદ જીલ્લો તથા ખંભાતનું સંસ્થાન એમાં સાત તાલુકાછે. (નડિયાદ, આણંદ, ને બોરસદ, તાલુકાને ચરોતર કહેછે) તાલુકા કપડવણજ, ઠાસરા, નડિયાદ, મેમદાવાદ, માતર, આણંદ, ને બોરસદ. તે સિવાય મોટાં ગામ. નડિયાદ, ખેડા, ઉમરેઠ, ડાકોર, આંત્રોલી, કઠલાલ, છીપડી, તોરણ, લસુદ્રા, જનોડ, પડાળ, કાળસર, સુણેલ, મોહોલેલ, ઉતરસંડા, ચકલાસી, નરસંડા, ડભાણ, વડતાળ, કરમસદ, ઓડ, સારસા, બોરીયાવી, સામરખા, ચીખોદ્રા, સીહું, મહીજ, કનીજ, સરસવણી, રૂદણ, રઢુ, લીબાસી, તાજ, નાપાડ. થામણા, સંડલપૂર, વાસદ, આંકલાવ, ભેટાસી, વીરસદ, અલારસા, રાસ, દાવોલ, અલીણા, મહુધા, ભાળજ, વગેરેછે. જાત્રાનાં ઠેકાણાં ડાકોર, વડતાલ, લસુદ્રા, ઊંટડીયામહાદેવ, ગલતેશ્વરમહાદેવ, આશાપૂરીમાતા, ફુલબાઈમાતા વગેરેછે. નદીઓ. મહી, વાત્રક મેશ્વો. શેઢી, મ્હોર, વરાસી, પેદાસ—તંબાકુ, રૂ, ગળી, જીરૂં, આદુ, આંબાહળદર, કસુબો, શેરડી, તથા બધી જાતનાં ધાન્ય.

### ૩ ભરૂચ જીલ્લો.

આ જીલ્લાની ઉતરે મહી નદી તથા ગાયકવાડી મૂલક. પૂર્વે ગાયકવાડ સરકારના વડોદરા પ્રાંત અને રાજ્યપીપળા સંસ્થાન દક્ષિણે કીમ નદી અને પશ્ચિમે ખંભાતનો અખાત છે એમાં પાંચ તાલુકા છે. તાલુકા, ભરૂચ, વાગરા, આમોદ, અંકલેશ્વર, જબુસર, એ તાલુકા સિવાય

સુકલતીર્થ, ઝાડેશ્વર, નીકોરા, શાહબાદ, ઝનોર, ટંકારીયા, પારખેત, હાંસોટ, દીવામાંડવા, બુઝર્ગ, ઇલાવ, કતપુર, શીશોદરા, દહેજબારા, ગંધાર, વિલાયત, લખીગામ, કેરવાડા, માતર, સરભોણ, ઇખ્ખત, રોઝા, ટંકારીયા, ગજેરા, કાવી, વેડજ, સારોદ, એ મોટાં ગામ છે. બંદર. ભરૂચ, ટંકારીયા, ગંધાર, દેહેજબારા, દેગામ, વગેરે છે. જાત્રાંનાં ઠેકાણાં. તવરા, સુકલતીર્થ, કબીરવડ, ભાડભૂત. નદીઓ. નર્મદા અથવા રેવા, મહી, ઢાઢર, કીમ, (મહી નર્મદા વચ્ચેના પ્રદેશને કાહાનમ કહે છે) બેટ. ધંતૂરીયા, કાસવા, પેદાશ કાનનું રૂ, ઘી, જુવાર, તુવર, ગળી, અનાજ, સુતર કાપડ વગેરે છે.

### ૪ સુરત જીલ્લો.

આ જીલ્લાની ઊતરે કીમ નદી ગાયકવાડ સરકારનો મુલક પૂર્વે તેરાજનું કામરેજ પ્રગણું. વાંસદા અને ધર્મપૂરનું સંસ્થાન દક્ષિણે દમણગંગા નદી તથા તેની પેલી તરફ થાણાજીલ્લો પશ્ચિમે અરબીસમુદ્ર તથા ખંભાતનો અખાત છે. આ જીલ્લામાં ૮ તાલુકા છે તેની વીગત ઓરપાડ, માંડવી, ચોર્યાશી, બારડોલી, ચીખલી, જલાલપોર, પાર્ડિ, વલસાડ, તે સીવાય મોટાં ગામ. ઉદવાડા, મોતા, બગવાડા, કુન્તા, બવેલી, માલવણ, ઊંડાચ, બીધરી, કોસંબા આટ, ખરશાડ, અષ્ટગામ, પનાર, શીશોદરા, કડોદ, સરભોણ, વાલવોડ, વરાડ, બુહારી, દહેગામ, વાંકાનેર, કવાસ, માંડવી, બહુધાન, પાતળ, દેવગઢ, દહવાડા, હવેલી, બારગામ, કતારગામ, ભાઠા, કુભારીયા, ઉમરા, ફડસર,

ભગવાદાંડી, અડાજણ, સુહાળી, અમરોલી, કાસાડ, ધ૰ રાછા, વગેરે ગામ છે. નદીઓ—તાપી, કીમ, પૂર્ણા, અંબિકા, પાર. કોલક, દમણગંગા, બંદર—સુરત, વલસાડ, ભગવાદાંડી, ડુંગર—પારનેરાનો. જાત્રાનાં ઠેકાણાં. સુરત અશ્વનીકુમાર, ભીમપોર, બહુધાન, દેવકીઉનાઈના કુંડ અને પારસીનાં ધર્મનાં પવિત્ર ધામમાં ઉદવાડા છે. ત્યાં તહેવારે ઘણા પારસી ગૃહસ્થો આવે છે. પેદાશ—રૂ, શેલડી, કેળાં, ડાંગેર, જુવાર, વગેરે છે. બાહ્યમાં તંબાકુ થાય છે.

## ૫ પંચમહાલ જીલ્લો.

આ જીલ્લો રેવાકાંઠાની સાથે સેળભેળ છે. એની ઉતરે રેવાકાંઠાનું રાજ્ય. પૂર્વે બારિયા સંસ્થાન તથા માળવા દક્ષીણે છોટાઉદેપૂરનું રાજ્ય અને પશ્ચિમે ગાયકવાડ સરકારનો વડોદરા પ્રાંત છે. એમાં પાંચ મહાલ છે. તે ઉપરથી પંચમહાલ પડ્યું છે. મહાલ—ગોધરા, કાલોલ, હાલોલ, દાહોદ, અને ઝાલોદ. તાલુકા—ગોધરા, કાલોલ, દાહોદ, મોટાં ગામ—સેહેરા, ટીંબા, વેજલપૂર, કાંટડી, વગેરે છે. નદીઓ—મહી, પુનમ. જાત્રાનાં ઠેકાણાં—પાવાગઢ, રેણા, તુવા કાંકણપુર. ડુંગર—રેણાતરસંગનો, પાવાગઢ. પેદાશ. મહુડાં, ઇમારતી લાકડું, તલ, ડોળી, સાબુ, ઈત્યાદિક.

## (૬) એજન્સિઓ.

### ૧ કાઠિયાવાડ એજન્સિ.

એની ઉતરે કચ્છનો અખાત વાગડ પ્રગણું તથા રણ છે. પૂર્વે અમદાવાદ જીલ્લો તથા ખંભાતનો અખાત દક્ષિણે તથા પશ્ચિમે અરબીસમુદ્ર છે. કાઠિયાવાડ એ દ્વીપકલ્પ

છે. એની દેખરેખ ઇંગ્રેજસરકાર તરફથી એક અમલદાર રાખેછે. તથા કોરા દીવસમાં ફરવા જાયછે. આ ઇલાકામાં એક જડજકોરટ છે. તે કોરટમાં તાલુકાના અખ્તીયાર ઉપરાંતના મુકરદમા ચુકવે છે. તથા માજીસ્ટ્રેટોના મુકરદમા ઉપરની અપીલો લેછે. દરેક તાલુકાને પહેલા દરજ્જેથી સાતમા દરજ્જા સુધી કલાસ બાંધી ફોજદારી દીવાની કોરટોમાં કામ કરવા અખ્તીયાર આપેલા છે. પોલીટીકાલ એજંટના હાથ નીચે આસિસ્ટંટ પોલીટીકલએજંટ તથા તેમના હાથ નીચે ડેપ્યુટી આસિસ્ટંટ પોલીટીકલએજંટ હોય છે. તેમને ચાર પ્રાંત બાંધી સદરે સ્ટેશનો ઠરાવ્યાં છે. તેની વીગત. વઢવાણકાંપ, સોનગઢ કાંપ, જેતલસર કાંપ, (પ્રથમ માણેકવાડે છાવણી હતી) રાજકોટકાંપ. એ પ્રમાણે છે. કાઠિયાવાડ ઇલાકાના પ્રાંતો દશ છે તેની વીગત—(૧) ઝાલાવાડ, (૨) ગોહેલવાડ, (૩) સોરઠ, (૪) હાલાર, (૫) મચ્છુકાંઠો, (૬) ઊંડસવૈયા, (૭) કાઠિયાવાડ, (૮) બાબરીયાવાડ, (૯) બર્ડો, (૧૦) ઓખામંડળ, કાઠિયાવાડ એજન્સિમાં મોટાં રાજ્યોની અંદર ઘણા સરસ સુધારા થયા છે. રાજકોટમાં રાજકુમાર કોલેજ, ટ્રેનિંગકોલેજ, ફીમેલ ટ્રેનિંગકોલેજ, મ્યુઝીયમ (સંગ્રહસ્થાન) તાર, પોષ્ટઓફીસ. નદીઓ—ભાદર, શેત્રુજી, આજી, મચ્છુ, ઓઝત, કાંબ, હીરણ, થીગવડો, કાળુંભાર, ગોડલી વગેરે નદીઓ છે. તીર્થનાં સ્થાનકો. ગીરનાર (જુનાગઢ પાસે) શેત્રુંજો, દ્વારકાં, બેટ સંખોધાર, સોરઠીસોમનાથ, સદામાપૂરી, તુળશીશામ, પ્રાચી, મુળી, ગઢડા, દાતાર, વીરપોર (જલાભકતવાળું) ચલાળા, દાણીધાર, ચરમાળીયા દેવ (ચુડા-ચોકડી પાસે) છે.

ઉપજ—કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, શેરડી. બંદરો—રૂપેણ, સલાયા, જોડીયા, બેડી; વવાણીયા, પોરબંદર, માંગરોલ, વેરાવળ, કોડીનાર, જાફરાબાદ, ભેરાઈ, પીપાવાવ, મહુવા, તળાજા, ભાવનગર વગેરે છે. આ ઈલાકામાં રેલ્વેની બે શાખાઓછે. તેમાં એક રેલ્વે વઢવાણ, લીમડી, ચુડા, રાણપુર, બોટાદ, ધોળા, શીહોર, ભાવનગર અને બીજી ધોળેથી લાઠી, ગોંડળ, જેતપુર, ધોરાજી, સુધી જાયછે. તથા ધોરાજીથી પોરબંદર સુધી રેલ્વે તૈયાર થાયછે તથા જેતલસરથી જુનાગઢ અને જુનાગઢથી વેરાવળ સુધી રેલ્વે ચાલતી થઈ છે. એક શાખા વઢવાણથી મોરબી સુધી છે. અને વાંકાનેરથી રાજકોટ સુધી બીજી લાઇન તૈયાર થાય છે.

(૨) પાલણપુર એજન્સિ.

એની ઉતરે મારવાડ અને શીરોઈ છે. પૂર્વે શીરોઈ અને મહીકાંઠા. દક્ષિણે ગાયકવાડી મુલક. અને પશ્ચિમે કચ્છનું રણછે. એમાં જુદી જુદી જાતના રાજ્યકરતાઓ છે. સંસ્થાનો—પાલણપુર, રાધનપુર, વારાઈ, તેરવાડા, (મુસલમાન રાજ્યકરતા છે) થરાદ, મોરવાડા, વાવ, સુઈગામ, દેવદર, સાંતલપુર, (રજપૂતનાં છે) ભાભર અને કાંકરેજ (કોળી ઠાકોરનાં છે) પાલણપૂરના રાજ્ય કરતાને દીવાનસાહેબ તથા રાધનપૂરના રાજ્યકરતાને નવાબસાહેબ કહેવાય છે. ડીસામાં નામદાર ઈંગ્રેજ સરકારનો કેમ્પ છે. મોટાં ગામ ઉપરનાં સંસ્થાન સિવાય ડીસા, ધાનેરા, દાંતીવાડા, પાથાવાડા, ધાનેરા, મુજપર, સમી, ઇત્યાદિક છે નદીઓ—બનાશ, સરસ્વતી. પર્વત—શીરોઈના ડુંગર, આ-

રામપુર વગેરે છે. પેદાશ રૂ તથા ઇમારતી લાકડું. આ એજન્સિમાં કાંકરેજ વીગેરે ઠેકાણે બળદ સારા ઉછરે છે. ને તે ગુજરાતના ભાગમાં વખાણાય છે. આ ઇલાકાના ઉપરીને પોલીટીકલ સુપરિટેન્ડેન્ટ કહે છે. ને તેમની છાવણી પાલણપુરમાં રહેછે.

### (૩) મહીકાંઠા એજન્સિ.

એની ઉતરે આબુના ડુંગરો પૂર્વે મેવાડ અને ડુંગરપુર. દક્ષિણે ગાયકવાડનો મુલક તથા પાલણપુર એજન્સિ એમાં છ પ્રગણાં છે.

૧ નહાની મારવાડ, ઇડર, દાંતા, માલપૂર, ઈ. (૨) રેવર મોહનપુર, રણાસણ, ઇ. (સાબર કાંઠા, માણસા, પેથાપૂર, વરસોડા, ઇલોલ, ઈ. (૪) વાત્રક કાંઠો, ઘોડાસર, આંબલીઆળા, સાઠંબા, ખડાળ, પુનાદરા, ઈ. (૫) બાવીસી, વાસણા. મહીસા, ડભોડા, કટોસણ, (જેટાણામગુના) મુખ્ય સંસ્થાન. ઇડર, દાંતા, માલપુર, મોહનપુર, રણાસણ, માણસા, પેથાપુર ઘોડાસર, આંબલીઆળા, મોટાં ગામ. ઉપરનાં સીવાય. સાદરા, અહમનગર, વડાળી, વગેરે છે. જાત્રાનાં ઠેકાણાં—ટીટોઈ પાસે શામળાજી તથા ખેડમાં અંબાજીની જાત્રા ભરાય છે. (ઇડર સંસ્થાનની હદમાં) નદીઓ—સાબરમતી, હાથમતી, ખારી, મેશ્વો, અને માજુમ. પેદાશ—તલ, શેરડી તથા અનાજ આ એજન્સિની દેખરેખ પોલીટીકલ એજંટ રાખે છે. ને તે સાદરામાં રહેછે. ત્યાં તાલુકદારીસ્કૂલ. લાઇબ્રેરી વગેરે છે. આ એજન્સિમાં સંસ્થાન ઇડરના માહારાજા ઘણા કાબેલ છે. અને તેથી તેમને સરકાર સારૂ માન આપેછે.

## (૪) રેવાકાંઠો એજન્સિ.

એની ઉતરે મહીકાંઠો પૂર્વે માળવા અને ખાનદેશ દક્ષિણે ગાયકવાડી મુલક ને સૂરતજીલ્લો પશ્ચિમે ગાયકવાડી મુલક અને ખેડા, ભરૂચ, પંચમહાલ જીલ્લો એમાં છ સંસ્થાન મોટાં છે. સંસ્થાન—રાજપીપળા, છોટાઉદેપુર, બારિઆ, લૂણાવાડા, સુંથ, રામપુર (રજપૂત રાજાઓનાં રાજ્ય) વાડાશીનોર (નવાબનું રાજ્ય) એ શિવાય મોટાંગામ. નાંદોદ, વીરપુર, લીંમડી, પીંપળોદ, રાજ્યગઢ. જાત્રાનાં ઠેકાણાં. વીરપુરમાં મુસલમાનનો ઓરસ ભરાયછે. નદીઓ—મહી, નર્મદા, પુનમ, ગોમા, હેરણ, ઓરપર્વત, સાતપુડાનો તથા દેવગઢનો અને લુણાવાડાનો ડુંગર છે. પેદાશ. અનાજ, રૂ, સાગ, શીસમ, આ ઇલ્લાકાના પોલીટીકલ એજંટસાહેબ ગોધરામાં રહેછે.

## (૫) પંચમહાલ એજન્સિ.

એની ચારે બાજુએ છોટાઉદેપૂર સંસ્થાનનો મુલક અને તે પંચમહાલના કલેક્ટર સાહેબના તાબામાં છે. મુખ્ય સંસ્થાન નારૂકોટછે. અને તેના રાજ્યકરતા કોળીઠાકોર છે. પેદાશ. ઇમારતી લાકડું, મધ, ગુંદર વગેરે છે.

## (૬) સુરત એજન્સિ.

એ સુરત જીલ્લાના કલેક્ટર સાહેબના તાબામાંછે. એની ઉતરે ગાયકવાડી મુલક પૂર્વે ખાનદેશ જીલ્લો દક્ષિણે પણ થાણા જીલ્લો છે. અને પશ્ચિમે સુરત જીલ્લાનો દક્ષિણ ભાગ એમાં ત્રણ દેશીરાજ્ય છે. (૧) ધર્મપુર, (૨) વાંસદા, (૩) સચીન, નદીઓ—અંબિકા, કાવેરી, ખરેરા,

ઔરંગા, પાર, મીંઢોળા. જાત્રાનાં ઠેકાણાં. ઉનાઈદેવકાઈના ઉનાપાણીના કુંડ. પેદાશ. મહુડાં, ઇમારતી લાકડું, સાદડી, આસેત્રીનાં પાન, ખજુરીમાંથી તાડી, શેરડી, ગોળ, ઇત્યાદિ.

## વડોદરા સંસ્થાન.

હિંદુસ્થાનના પશ્ચિમ ભાગમાં ગુજરાત પ્રાંતમાં મોટું દેશીરાજ્ય વડોદરા છે. તે રાજ્યની દેખરેખ સરકારથી એક અમલદાર રાખેછે તેને રેસીડેન્ટ કહેછે. પરંતુ કેટલીક મુદતથી હાલના આફીસરને એજંટ ટુ ધી ગવરનર જનરલ લખાયછે. તેમની છાવણી વડોદરાથી દોઢ માઇલપર છે. ત્યાં થોડું લશ્કર તથા સાહેબની કચેરીઓ બંગલા વગેરેછે તે સાહેબના હાથ નીચે ત્રણ આસિસ્ટંટ સાહેબ છે. એક દ્વારકા, અમરેલી, વડોદરા. એ અનુક્રમે રહેછે. તે પરહદની તકરારો ગરાસીયાની દરબાર સાથની તકરારો તથા બીજી બંડણી વગેરેનું કામ કરેછે. વડોદરા રાજ્યમાં કુલ ગામ ૨૯૩૧ તથા વસ્તી ૨૧૫૮૮૯૯ માણસની છે. એનું ક્ષેત્રફળ ૫૦૦૦ ચોરસ માઇલ છે. અને તેનો ઘણોખરો ભાગ ગુજરાતમાંજ છે. ખાનદેશમાં ગાયકવાડ સરકાર તાબે વજપુરત રાજ કરીને છે રાજ્યવ્યવસ્થા સારી ચાલે માટે વડોદરાના માજી દીવાનસાહેબ રાજા સર. ટી. માધવરાવ કે. સી. એસ. આઈ. ઈ. સાહેબે એવી ગોઠવણ કરીછે તે વિસ્તિર્ણ રાજ્યના ચાર ભાગ પાડ્યા છે. તેને પ્રાંત કહેવાય છે તેનાં નામ. (૧) કડી (૨) વડોદરા (૩) નવસારી (૪) અમરેલી એ ચાર પ્રાંતમાં દરેક પ્રાંતે સુબા

(કલેક્ટર) નાયબસુબા વહીવટદાર અને એક એક જજ્જ કોરટ છે. તેમ જગાત સુપરિટેન્ડેન્ટ પોલીસ નાયબસુબા વગેરે અમલદારો નીમી સારી રચના રાજ્યવહીવટની કરી છે. તજ વડોદરામાં દીવાનસાહેબની કચેરી હાઇકોરટ વગેરે વરિષ્ટ અદાલતો છે. તે પ્રાંતોના કામ ઉપર દેખરેખ રાખી છેવટના ફેંસલા આપેછે. હાઇસ્કુલ, કોલેજ, ટ્રેનિગ સ્કુલ, ફીમેલક્લાસ, સરદાર સ્કૂલ સંસ્કૃત શાળાઓ, ગાયનશાળા વગેરે સુધારાનાં ઘણાં સરસ કાર્યો ચાલે છે તથા નવાં આરંભે છે. જોવાલાયક જગ્યાઓ—રાજમહેલ નજરબાગનો બંગલો, મોતીબાગ, પબ્લીકપાર્ક (બાગ) ઇસ્પિતાલ, નવલખીવાવ, આજવાનું તળાવ, વગેરે જોવાલાયક છે રાજ્યમાં પ્રગણાં અથવા તાલુકાનાં ગામો-(૧) પાટણ (૨) વડાવળી (૩) મેસાણા (૪) કડી (૫) કલોલ (૬) દેહગામ (૭) વિજાપૂર (૮) વીશલનગર (૯) ખેરાળું (૧૦) સિદ્ધપુર (૧૧) પેટલાદ (૧૨) પાદરા (૧૩) ચોરંદા (૧૪) શીનોર (૧૫) ચાણોદ (૧૬) ડભોઈ (૧૭) સંખેડા (૧૮) જરોદ (૧૯) વડોદરા કુમાવીશી (૨૦) વેળાછા (૨૧) પલસાણા (૨૨) સોનગઢ (૨૩) નવસારી (૨૪) કામરેજ (૨૫) બારા (૨૬) મહુવા (૨૭) ગણદેવી (૨૮) દામનગર (૨૯) અમરેલી (૩૦) ધારી (૩૧) કોડીનાર (૩૨) દ્વારકાં (૩૩) હારીજ (૩૪) આતરસુંબા (૩૫) વડનગર (૩૬) થીસ્વા (૩૭) તીલકવાડા (૩૮) વાઘડ (૩૯) શીહાનગર (૪૦) બીમકટા (૪૧) બેટ સંખોધાર એ શિવાય મોટાં ગામો ઘણાં

છે. તીર્થની જગ્યાઓ—દ્વારકાં, પ્રાચીપાટણ, ચાણોદ-કરનાળી, બાસજી; સુકદેવજી, અનસૂયાદેવી, સિદ્ધપુર, બહુચરાજી, ઉંટડીયા મહાદેવ, (આતરસુબા પાસે) વગેરે છે. નદીઓ—નર્મદા, તાપી, સરસ્વતી, શેત્રુંજી, કાળુંભાર સીગવડો, વીગેરે મોટી નદીઓછે. સોનગઢ ત્યાં રાની લોકોને ભણવા સારૂ બોર્ડીંગસ્કૂલ ચાલેછે પેદાશ. અનાજ, પરવળ, પાન, ગણદેવીમાં ખાંડ, શેરડી, ગોળ, વગેરેછે. દેશોદયના સારૂ રાજ્ય તરફથી કારીગરોને સારો આશ્રય મળે છે.

## ખંભાત સંસ્થાન.

એની ઉતરે અને પૂર્વે ખેડાજીલ્લો અગ્નિ ખુણે ગાયકવાડ સરકારનો મુલક દક્ષિણે મહી નદી તથા ખંભાતનો અખાત તથા પશ્ચિમે સાબરમતી નદી તથા અમદાવાદ જીલ્લોછે. એની વધારેમા વધારે લંબાઈ સોળ કોશ તથા પહોળાઈ બાર કોશછે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ માઇલ છે. એમાં બેકસ્બા ૮૩ ગામ તથા ૮૬૦૭૪ માણસની વસ્તીછે. એ તદન સપાટ તથા નદી વગરનું છે. બે નિશાળો ચાલે છે. તથા કન્યાશાળા ચાલે છે આ સંસ્થાનના હાકેમને નવાબ કહેવાયછે. ને તે મુગલવંશના છે. અને તે ઇંગ્રેજસરકારને ખંડણી તથા બંદરની જગાતમાંથી ભાગ આપેછે. એ સંસ્થાન ખેડા જીલ્લાના કલેકટર સાહેબની દેખરેખમાં છે. અને તેની ખંડણી બોરસદ તાલુકાના મામલતદાર વસૂલ કરેછે. એની રાજ્યધાની ખંભાત મહી નદીના મુંખ આગળ છે. તેમાં ૩૬૦૦૭ માણસની વસ્તી

છે. તેમાં ૮૦૩૮ મુસલમાન છે. એ સંસ્થાનમાં બાજરી, જુવાર, ઘઊ, બીજુ ધાન્ય, મીઠું, રૂ, ગળી, અફીણ, કસુંબી, વગેરે પાકેછે. સુતરાઉ કાપડ તથા શેત્રંજી ખંભાતમાં બને છે. અકીકનું કામ અહીંયાં સારૂ થાય છે. દીનપર દીન અખાતનું મોં પુરાવું જાયછે. તેથી વહાણને આવજા કરવા હરકત પડતી જાય છે. બંદર સારૂ છે. મુખ્ય ગામ તારાપોર વગેરે છે.

---

## ભાગ ૪ થો.

### પ્રખ્યાત સ્થળો.

શેહેર. શાને માટે.

દ્વારકાં—શ્રીકૃષ્ણ ભગવાનની રાજધાની હતી તેથી હીંદુ લોકનું તીર્થનું ધામ છે. સિવાય બ્રમકુંડ, હનમાનદાંડી, ગોપીતળાવ, હાજીકરમાણી, પદ્મતીર્થ, ચક્રતીર્થ, જ્ઞાનવાવ, સુગળ.

જામનગર—કંકુ, શાહલા, બંદુક, સુગંધી તેલ, લાખોટો નામે જગ્યા પ્રખ્યાત જોવા લાયક છે.

જુનાગઢ—એની પાસે ગીરનારનો પહાડ છે. તે ઉપર હીંદુઓનાં-શ્રાવકનાં દહેરાં છે. તેમાં અંબાજી, કાળકાજી, ગુરૂદત્રાદય, આદી ભગવાન, પીરદાતાર, દામોદરકુંડ, નરસીમેહેતા નામે પ્રખ્યાત ભકત-કવિ થઈ ગયા.

ધોરાજી—પછેડીયો, ઓફાળ, લાકડાં ઉપર રંગવાનુંકામ પલંગ વગેરે સરસ થાયછે.

રાજકોટ—કાઠિયાવાડ પ્રાંતાનું મુખ્ય શહેર આજી ઉપર લશ્કરની છાવણી.

અમરેલી—રૂપાના પાત્રો, નકશી, સાલ્લા, વગેરે સરસ બને છે.

પેથાપુર—બાંધણી, એલાયચા (બૈરાનાં સુગડાં) બંદુક સરસ બને છે.

ઉંઝા—આ ગામ પાસે ગાયકવાડ સરકારના તાબામાં ઉનાવા નામે પીર મીરાંદાતારની મોટી જગ્યા છે. તથા ઉમીયા માતાનું દેવળ ઉંઝામાં છે. તે દેવી પાસે ચીઠીઓ નાંખી લગ્ન માગેછે. તે જ્યારે આવે છે ત્યારે કૈડવા કણબીમાં વીવાહ થાયછે.

આતરસુબા—છરા, છરીઓ, લોઢીઓ.

દેવગઢ—છોટાઉદેપુર, રાજપીપળા સંસ્થાનના ડુંગરમાંથી ઇમારતી લાકડું તે સીવાય ચારોળી, ધોળી કાળી મુસળી, કરીઆતું થાયછે.

લુણાવાડા—સુતારકામ, તથા કારીગરી સારી થાયછે.

અમદાવાદ—કીનખાબ, મશરૂ, ધોતીજોડા, કૈજા, સાટીન, રેશમી તથા સુતરાઉકાપડ પુષ્કળ થાયછે. તે સીવાય જુમામસીદ, કાકરીયુતળાવ, મીનારા વગેરે છે. સાંચાથી ચાલતી મીલોનું કામ ધમધોકાર ચાલેછે.

વીરમગામ—મુનસર, ગંગાસર તળાવ, દરજીલોકો સુજની, પંખા, વગેરે સરસ બનાવે છે. તથા ચુંદવડાં કરીને સારૂ પકવાન થાયછે. તથા સુંગવાની તપખીર બનેછે.

પાટડી—આ ગામ તાલુકો છે. તેમાં દેશાઈ દરબાર છે. અને તેની પાસે મીઠાના અગર છે. ત્યાં વરાગડું મીઠું બને છે.

ધોળકા—મલાવ નામે તળાવ, મગીયાં, દાડમ, વગેરે સારાં થાય છે.

સરખેજ—તળાવ, મસીદો, અગીયાર કમાનનો દરવાજો નવઘાંકુળીઓ કુવો, રામેશ્વર માહાદેવનું ધામ સરસછે.

અમદાવાદ—ભમરીયો કુવો, બાસ્તો નામે કપડું સરસ થાય છે.

ગોધરા—તેલ કાઢવાનો સાંચો.

દાહોદ—સરહદે સિંધીયા સરકારનો કીલ્લો જોવાલાયકછે.

રાણપુર—અમદાવાદ જીલ્લામાં આ ગામ કસ્બાતીના તાબેછે. ત્યાં નદીકાંઠે સરસ કીલ્લો છે.

ખંભાત—અકીકના પથર, સુત્રફેણી નામે પકવાન, મીઠું વગેરે બને છે.

વડોદરા—સરસ પાઘડીયો, સાડીયો, પરવળ, પાન ઇત્યાદીક થાયછે.

વીસલનગર—પીતળનાં સરસ વાસણો થાય છે. તથા હળદર સરસ થાયછે.

કપડવણજ—સાબુ, કાચ બને છે.

સીહોર—પીતળનાં સરસ વાસણો તથા સુંઘવાની તપખીર.

પાટણ—પીતળના સુડીયો, પટોળાં વગેરે બને છે.

ચાંપાનેર—ઘણું જુનું શેહેર હતું પણ હાલતો ખંડેર છે. જુમામસજીદ, કાળકાજીમાતા, પીરની જગ્યા, દુધીયું તળાવ, ખાપરા ઝવેરીના મેહેલ.

સુરત—કસબી કોરો, બરફી, પાપડી, અને બાઢાનો સરસ તંબાકુ થાયછે.

ભરૂચ—રેલ્વેનો સરસ પુલ, ત્યાંથી થોડેક છેટે કબીરવડ, ને ગુંદરપાકનું પકવાન, બીલીમોરા તથા ગણદેવી, સરસ ધમડાછાની કેરી, ગણદેવીમાં ખાંડ હાલમાં બને છે તથા બીલીમોરામાં કેળાં, હાથીદાંત ઉપર સરસ કારીગરી વગેરે બનેછે. સુરતમાં મુળચંદ કરીને એક હુંશીયાર કારીગર છે તેની કારીગરી નામદાર મહારાણીસાહેબ સુધી ગઇછે. અને તેના કામની તારીફ થાયછે.

---

## ગુજરાત પ્રાંતમાં રેલ્વેઓ.

### બોમ્બે બરોડા અને સેન્ટ્રલ ઇન્ડિયા રેલવે.

મુંબાઇના કોલાબા સ્ટેશનથી નિકળી. નવસારી, સુરત, ભરૂચ, મીયાંગામ, વડોદરા, વાસદ, આણંદ, નડીયાદ, મેમદાવાદ, અમદાવાદ, વીરમગામ, વઢવાણ, સુધી જાય છે. તેની શાખા. વીરમગામથી પાટડી સુધી અને આણંદથી ભાળજ, ઉમરેઠ, ડાકોર, પાલી, ગોધરા સુધી તેમ વડોદરાસ્ટેટ રેલ્વે મીયાંગામથી ડભોઈ, બહાદરપુર તથા ડભોઇથી ચાણોદકરનાળી સુધી તેમ વીશ્વામિત્રીથી ગોવાગેટ, ભીલુપોર, ને ડભોઈ જાયછે તે સિવાય રજપુતાના રેલવે. અમદાવાદ, ખોડીયાર, કલોલ, ડાંગરવા, મેસાણા, ઊંઝા, સિદ્ધપુર, સુધી જાયછે. કાઠિયાવાડની રેલ્વેની હકીકતમાં આપી છે.

********
* સમાપ્ત. *
********

## આશ્રય પત્રિકા.

નિચે જણાવ્યા પ્રમાણે રાજ્યસ્થાનો તરફથી તેમ બીજા ગૃહસ્થોએ મદદ આપી છે. તેમનો ઉપકાર માનુંછું. તેમજ સદ્ગુણવંતા બેહેનો તરફથી પોતાનું નામ જાહેરમાં નહીં મુકવા જણાવી જે ઉમદા મદદ કરી છે. તેમનો પણ આ પ્રસંગે આભાર માનુંછું.

નકલો.

૧૫૦ નામદાર સંસ્થાન જુનાગઢના નવાબસાહેબ બહાદૂર.
૧૦૦ નામદાર સંસ્થાન ઈડરના મહારાજા સાહેબ બહાદૂર.
૧૦૦ નામદાર સંસ્થાન લીંમડીના ઠાકોરસાહેબ બહાદૂર.
૧૦૦ નામદાર સંસ્થાન કોઠનાં સગુદ્ગુણસંપન્ન રાણી રૂપાળીબા.
૮૦ નામદાર ખા.બા. ધનજીશાહહેરમસજી કડાકા રાજકોટ.
૫૦ નામદાર કચ્છાધિપતી મહારાઓ સાહેબ બહાદૂર.
૫૦ નામદાર સંસ્થાન ભડકવાના દરબાર સાહેબ.
૫૦ રા. કૃષ્ણારામ દેવશંકર આરંભડા. હે. મા.
૩૨ નામદાર ખા. બા. પદમજી પેસ્તનજી પુના.
૨૫ નામદાર સંસ્થાન માણસાના ઠાકોર સાહેબ.
૧૬ નામદાર સંસ્થાન સાયલાના ઠાકોર સાહેબ.
૧૬ રા. રા. રામરાયભાઈ સુખભાઈ સ. સે. સીરસ્તેદાર, વડોદરા.
૧૦ નામદાર સંસ્થાન માંગરોલના નવાબસાહેબ બહાદુર.

---

૭૧૯



# ખબર.

## ખરીદશો !

## બોધવચન.

ફકત સ્ત્રીઓને ઉપયોગી કેટલાક ફકરા ટૂંકાં વાક્યો મુકી બોધ લેવા લાયક એક પુસ્તક છપાવી બહાર પાડવાનું છે. અને તે ખસુસ કરી કેળવણી લીધેલી બહેનોને ઉપયોગી વિશેષ થાય તેમ કર્યું છે. પાંચ ફરમાનું ઉંચા કાગળ ઉપર સોળ પેજી કદનું પુસ્તક પ્રકટ થશે તેની કિંમત ફકત ચાર આના રાખી છે. પોસ્ટેજ લેવામાં નહીં આવે.

ઉમેદછે કે દેશીરાજ્યો તરફથી તથા ગૃહસ્થો તરફથી જથાબંધ ખરીદી મદદ મળશે.

ઠેકાણું. સૂલતાનપુરા. ઓતણીપાછરી.

લી. સૌ. અંબાજી જીવરામ.
સ્ત્રી શિક્ષક વડોદરા વાડીપૂરા કંન્યાશાળા.

